













॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ ॥

ॐ

# સતપંથ નિત્ય પ્રાર્થના પાઠ







ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ



# સતપંથ નિત્ય પ્રાર્થના પાઠ

કિંમત : રૂા. ૩/-

**પ.પૂ. જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ**

શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા

તા. દસક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫.







## 卐 પ.પૂ. જગદ્‌ગુરુશ્રીના બે બોલ 卐

વહાલા સતપંથી સજ્જનો,

આ પુસ્તિકા બહાર પાડેલ છે તેનો મુખ્ય ઉદ્દેશ છે કે પરમકૃપાળુ પરમાત્માએ આપણને પવન, પાણી, આકાશ, પૃથ્વી અને અગ્નિ જેવા અમૂલ્ય તત્ત્વો, જીવમાત્રને વિના મૂલ્યે આપેલ છે. તેના આપણે માનવ માત્ર ઋણી છીએ, તો આ અમૂલ્ય માનવ દેહ મળ્યો છે ત્યારે આ પુસ્તિકામાં દર્શાવેલ પ્રાર્થનાઓ તેમજ મંત્રો દ્વારા નિત્ય પ્રભુને વંદના કરી શક્તિ મેળવી, ઋણ મુક્ત થઈ આપણું આ મનુષ્ય જીવન ધન્ય બનાવી માનવ દેહનો ફેરો સફળ કરીએ તેવી અંતઃકરણ પૂર્વક શુભેચ્છા પાઠવું છું.

એ જ લિ. સતપંથ પ્રેરણાપીઠના
પ.પૂ. જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજના
શુભ આશિષ

**પ્રકાશક : સતપંથ પ્રકાશન સમિતિ**
સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા, તા. દસક્રોઈ
જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫







# "સતપંથ - સ્વરૂપ"

(૧) દ્રઢ નિશ્ચય (૨) પ્રતિજ્ઞા (૩) નિયમ

**દ્રઢ નિશ્ચય :** (૧) સત્ય (૨) પુરુષાર્થ (૩) પ્રેમ (૪) સમાનભાવ (૫) અહિંસા (૬) પરોપકાર (૭) ક્ષમા

**ઉપરના તત્ત્વોનું પાલન દ્રઢ નિશ્ચયથી કરવું.**

**(અ) સત્ય :** બોલવા અને આચરણમાં હંમેશાં સત્ય અને નિષ્કપટ બુધ્ધિ અને મૃદુવાણીનું અવલંબન કરવું.

**(આ) પુરુષાર્થ :** ધર્મ, અર્થ, કામ અને મોક્ષ

**(૧) ધર્મ :** વેદોક્ત માર્ગનું પ્રેમથી આચરણ કરવું.

**(૨) અર્થ :** જાત મહેનત અને પ્રમાણિકતાથી ધન મેળવવું. આ સાત્ત્વિક સંપત્તિ કહેવાય, પણ અન્યાય જુલમ કે ખોટા માર્ગેથી મેળવેલી સંપત્તિનો ઉપભોગ લેનાર માણસ હીન બને છે. તેથી ન્યાય અને નીતિના માર્ગે જ ધન મેળવવું.

**(૩) કામ :** વિષય સેવન કે ઈંદ્રિયોના ક્ષણિક ઉપયોગમાં ભેરવાઈ ન રહેવું. વાસનાઓ જીતી ઈંદ્રિયો ઉપર કાબૂ મેળવવો.

**(૪) મોક્ષ :** વેદ વિહિત મુક્તિ માર્ગની સાધના મુજબ વર્તન રાખી મુક્તિનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા







પ્રયત્નશીલ રહેવું. એમ કરવામાં આવશે તો જ માનવ જન્મ સાર્થક થશે. અન્યથા માનવ અને પશુમાં ફરક નહીં રહે.

**(ઈ) પ્રેમ :** કોઈના પ્રત્યે દ્વેષ, તિરસ્કાર કે અદેખાઈ ન રાખતાં એકબીજા પ્રત્યે પ્રેમભાવથી રહેવું. દોષો તરફ ન જોતાં ગુણ ગ્રહણ કરી પ્રેમથી રહેવું.

**(ઉ) સમાનભાવ :** આપણામાં અને બીજામાં રહેલો આત્મા એક જ છે એવી આત્મૌપમ્ય બુધ્ધિ રાખવી. આપણે બધા એક જ ઈશ્વરનાં બાળકો છીએ. કોઈ નાનું મોટું નથી એ દૃષ્ટિથી બધા સાથે બંધુત્વ ભાવથી રહેવું.

**(એ) અહિંસા :** સતપંથ માર્ગમાં અહિંસા એ એક મહાન તત્ત્વ છે. પશુ પક્ષી કે અન્ય પ્રાણીને મારવાથી જ હિંસા થાય છે, તેમજ 'માર !' આટલું કહેવાથી કે લાગણી દુભાવવાથી પણ હિંસા થાય છે. એથી નૈતિક અધઃપતન થાય છે.

**(ઐ) પરોપકાર :** સન્માર્ગે જનારા પ્રત્યેકને મદદ આપવા હંમેશાં તૈયાર રહેવું. શુધ્ધ બુધ્ધિથી અને નિષ્કામ ભાવથી દુઃખીજનોની સેવા કરવી અને દરેકના કલ્યાણની ભાવના રાખવી તેમજ સત્પુરુષોની સેવા કરવી.









**(ઓ) ક્ષમા :** આપણને દુઃખ કે કષ્ટ આપનારને ક્ષમા આપવી એ આપણી ફરજ છે.

**(૨) પ્રતિજ્ઞા :**

(અ) સતપંથની દરેક પ્રતિજ્ઞાનું પાલન કરવું, સદ્ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે વ્યવહાર કર્તવ્યપાલન અને ધર્મકાર્યમાં કેવી રીતે આચરણ રાખવું તે સંબંધે કરેલા નિયમોનું પાલન કરવું.

(આ) બાળકોને સતપંથની શિખામણ આપવી : પોતાનાં સંતાનોને બાળપણથી જ ધર્મ શિક્ષણ પણ આપવામાં આવશે તો જ સંસ્કૃતિ ટકશે.

(ઈ) અંધશ્રધ્ધાનો ત્યાગ અને જ્ઞાન દ્દષ્ટિનું અવલંબન : અજ્ઞાન કે અંધશ્રધ્ધાથી રહેવામાં ખતરો છે. તેથી વેદ, ઉપનિષદો વગેરે સત્શાસ્ત્રો ઉપર તેમજ સદ્ગુરુ વચન ઉપર દઢ શ્રધ્ધા અને નિષ્ઠા રાખવી.

**(3) નિયમ :** (અ) શરીર શુધ્ધિ (આ) હૃદય શુધ્ધિ (ઈ) વ્રત (ઈ) ઉપાસના (ઉ) ધ્યેય

**(અ) શરીર શુધ્ધિ :** લાઈસૂતક (વૃધ્ધિ-જનન શૌચ), સ્ત્રી પ્રસૂતી થયા પછી તેણીએ સવા મહિનો એટલે ૪૦ દિવસ અને ગોત્રજોએ ૧૧ દિવસ સુધી સૂતક પાળવું. મરણ સૂતક, મરણ પ્રસંગે ગોત્રજોએ ૭ દિવસ સુધી સૂતક પાળવું,







રજસ્વલા સ્ત્રીઓએ ૪ દિવસ સુધી કોઈને સ્પર્શ કરવો નહીં. સ્નાન શૌચાદિ બાબતોમાં શાસ્ત્ર મુજબ વર્તવું અને સદ્‌ગુરુ વચન મુજબ તીર્થમંત્રો (ચરણામૃત)થી શુધ્ધ થવું.

**(આ) હૃદય શુધ્ધિ :** અમલી (કેફી) પદાર્થો એટલે લસણ, ડુંગળી, હિંગ, તમાકું, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, માંસ-મદિરા વગેરે નિષેધ વસ્તુઓનો ત્યાગ કરવો. કારણ કે આ પદાર્થોના સેવનથી માણસને નુક્સાન થાય છે અને પ્રભુ ભજનથી પરાવૃત થવાય છે.

વ્યાજ, સવાઈ વ્યાજ અને પરસ્ત્રીગમન - ચિંતનથી પણ મનુષ્યને હીનતા આવે છે. માણસ આત્મચિંતનથી દૂર રહે છે અને આસુરી સંપત્તિ વધે છે. આ મહાપાપથી મનુષ્યનું અધઃપતન થાય છે, તેથી વેદમાં નિષેધ કરેલ વસ્તુઓનો ત્યાગ કરી સાત્ત્વિક અન્ન પદાર્થોનું સેવન કરવું, આથી હૃદય શુધ્ધિ થાય છે. મન પ્રભુ ભજનમાં તલ્લીન થાય છે. દૈવી સંપત્તિ વધે છે.

**(ઈ) વ્રત :** યુગ ધર્મ મુજબ દરેક મહિનાની સુદી બીજનું વ્રત કરવું, તેમજ થાવર બીજનું મહાવ્રત કરવું, તેમજ દશાંશ સુક્રિત, પુણ્યતિથિ, શ્રાધ્ધ, ઉત્તર કાર્ય, પિંડ-શ્રાધ્ધ વગેરે બાબતોમાં સતપંથ પૂજાવિધિ પ્રમાણે કરવી. મહાશિવરાત્રી, રામનવમી, ગોકુળ અષ્ટમી,

ગુરુપૂર્ણિમા, નવરાત્રી, ગણેશ ચતુર્થી, દિવાળી, અગિયારસ, ચૌદસ, અમાસ એ તિથિનું વ્રત પાલન કરવું.

**(ઈ) ઉપાસના :** નિત્ય દિનમાં ચતુષ્ટ સંધ્યા કરવી.
(૧) પ્રભાતે - સૂર્યોદય પહેલાં (૨) બપોરે - બાર વાગ્યે. (૩) સાંજે - સૂર્યાસ્ત સમયે. (૪) મધ્યરાત્રી - મધ્યરાત્રીએ. પ્રણવ મંત્રનું ધ્યાન ચિંતન કરવું અને સતપંથના વચનાનુસાર વરૂણદેવ - વારિયજ્ઞ ઘટપાટ પૂજા કરવી.

**(ઉ) ધ્યેય :** આજ કલિયુગના અંતિમ દશમા અવતાર આદ્ય વિષ્ણુ શ્રી નિષ્કલંકી નારાયણ તેમજ આદ્યશક્તિ માતાને તેમજ પ્રણવ મંત્ર "ૐ" ને ધ્યેય પુરુષ માનવા.

##卐 ગાયત્રી મંત્ર 卐

ૐ ભૂર્ભૂવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યમ્
ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥

## 卐 શ્રી નિષ્કલંકી નારાયણ ગાયત્રી મંત્ર 卐

ૐ નમો શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનાય ।
ભસ્મા યુધાય વિદ્મહે દિવ્ય નૈત્રાય ધિમહી ॥
તન્નો જ્વરહરઃ પ્રચોદયાત્ । તન્નો જ્વરહરઃ પ્રચોદયાત્ ॥
ૐ શાંતિઃ ॥ શાંતિઃ ॥ શાંતિઃ ॥







# 卐 ગુરુ વંદના 卐

(૧) ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ, ગુરુ દેવો મહેશ્વરા.....
ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ, તસ્મયે શ્રી ગુરુવેય નમઃ.

(૨) ધ્યાન મૂલમ્ ગુરુમૂર્તિ, પૂજા મૂલમ્ ગુરુ પદમ્,
મંત્ર મૂલમ્ ગુરુવાક્ય, મોક્ષ મૂલમ્ ગુરુ કૃપાય.

(૩) પદવંદન કરું ગુરુદેવનાં, જે સકળ ગુણ ચતુર સુજાણ,
પુરણ બ્રહ્મ દષ્ટે કરી, અચળ પુરુષ પુરાણ.
પૂજન કરું ગુરુ પદનું, જેથી ચૌદે લોક પૂજાય,
શેષ બ્રહ્મા શક્તિ મળી, ગુણ ગુરુજીના ગાય.
કૃપા હોય જો ગુરુદેવની, તો ટળે ચોર્યાશીના તાપ,
જન્મ મરણની આપદા, છૂટે આપોઆપ.

(૪) યદા યદા હી ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારતઃ ।
અભ્યુસ્થાનમ્ ધર્મસ્ય, તદાત્માનમ્ સૃજામ્યહમ્ ।
પરિત્રાણાય સાધુનામ્, વિનાશાય ચ દુષ્કૃતમ્ ।
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે









## 卐 કરદર્શનમ્ 卐

**कराग्रे वसते लक्ष्मीः, करमूले सरस्वती ।**
**करमध्ये तु गोविंदः, प्रभाते करदर्शनम् ॥**

હાથના આગળના ભાગમાં લક્ષ્મી, મૂળ ભાગમાં સરસ્વતી અને વચલા ભાગમાં ગોવિંદ વસે છે, માટે સવારે હાથનું દર્શન કરવું.



## 卐 પૃથ્વીને વંદન 卐

**समुद्रवसने देवि, पर्वतस्तन मण्डले ।**
**विष्णुपत्नि नमस्तुभ्यं, पादस्पर्श क्षमस्व मे ॥**

સમુદ્રરૂપી કપડાંવાળી, પર્વતરૂપી સ્તનવાળી અને વિષ્ણુ ભગવાનની પત્નીરૂપી હે પૃથ્વીદેવી ! તમને નમસ્કાર કરું છું. મારા પગનો સ્પર્શ થાય છે, તેને માટે મને ક્ષમા કરો.









## 卐 શ્રી વિષ્ણુ સ્તુતિ 卐

શાન્તાકારં ભુજગ શયનં, પદ્મનાભં સુરેશમ્ ।
વિશ્વાધારં ગગન સદૃશ્યં, મેઘવર્ણમ્ શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં, યોગિભિર્ધ્યાનગમ્યમ્ ।
વંદે વિષ્ણું ભવભયહરં, સર્વ લોકૈક નાથમ્ ॥

## 卐 શ્રી નારાયણને સ્તુતિ 卐

**नारायणं निराकारं नरवीरं नरोत्तम् ।**
**नृसिंहं नागनाथं च तं वंदे नरकांतकम् ॥**

નિરાકાર, શૂરવીર, નરોત્તમ, નૃસિંહ ભગવાન, કાલીયનાગને નાથનાર અને નરકનો અંત લાવનાર એવા નારાયણ પ્રભુને હું નમું છું.









#卐 ઊગતા સૂર્ય નારાયણનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

ઊગતા સૂરજ ।। આથમતા ભાણ ।। નર બીજ તે શ્રી નિષ્કલંકી નારાયણ।। તમે સત્યના પ્રેરક - ધારક રક્ષણહાર।। પઠંતે ગોર ગાયત્રી।। જપે તપે બિંબ ઉપાયા।। ત્યારે હે સૂર્ય દેવતા! તમારા શરણે અમે આયા।। સ્વામી! તમે નિરંજન નિરાકાર।। ધર્મ કારણે લીધા અવતાર।। એટલી પ્રાર્થના નિત્ય કરે તે નરકે ન જાય।।

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ









## 卐 દિવ્ય જ્યોતને પ્રણામ કરવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

ગુરુ દીવો ॥ ગુરુ દેવતા ॥ ગુરુ વિના ઘોર અંધકાર ॥ ગુરુ વિના યુક્તિ નહિ ॥ ગુરુ વિના મુક્તિ નહિ ॥ મન તાળું ॥ ગુરુમંત્ર કુંચી ॥ ખોલો ધર્મદ્વાર ॥ દેખો નારાયણકા દિદાર ॥ તરીએ ભવસાગર પાર ॥ જાગે જ્યોત ॥ ત્યાં ભાગે છોત ॥

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ:

## 卐 ધૂપનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

ધૂપ જલે ॥ અગર જલે ॥ ભવની પીડા ટળે ॥ દેવ જાગે ત્યાં દૈત્ય ભાગે ॥ ધૂપ ત્યાં રૂપ ॥ દેવ ત્યાં પૂજા ॥ અલખ નિરંજન નિરાકાર ॥ અવર દેવ નહિ દૂજા ॥

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમ:







## 卐 સર્વ દેવ ઋષિવરને નમસ્કારનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

આદ્ય નારાયણને નમસ્કાર ।। આદ્યશક્તિને નમસ્કાર ।। બ્રહ્મા વિષ્ણુ મહેશને નમસ્કાર ।। શ્રી નિષ્કલંકી નારાયણને નમસ્કાર ।। પ્રથમ પુરુષને નમસ્કાર ।। સપ્ત ઋષિને નમસ્કાર ।। હરિઅંશ કુળ કાયમના પરિવારને નમસ્કાર ।। ધરતી આસમાનને નમસ્કાર ।। પવન-પાણીને નમસ્કાર ।। ચંદ્ર-સૂર્યને નમસ્કાર ।। રવિમંડળને નમસ્કાર ।। ધ્રુવ મંડળને નમસ્કાર ।। નવ લાખ તારાઓને નમસ્કાર ।। બાર મેઘોને નમસ્કાર ।। નવ કુળ નાગોને નમસ્કાર ।। સાત સમુદ્રોને નમસ્કાર ।। નવસો નવાણું નદીઓને નમસ્કાર ।। ગણપતિદેવને નમસ્કાર ।। હનુમાનજતીને નમસ્કાર ।। આઠ વસુઓને નમસ્કાર ।। અગિયાર રૂદ્રોને નમસ્કાર ।। બાર આદિત્યોને નમસ્કાર ।। અશ્વિની કુમારોને નમસ્કાર ।। ઓગણપચાસ મરુતોને નમસ્કાર ।। એકવીસ બ્રહ્માંડોને નમસ્કાર ।। સ્વર્ગ મૃત્યુ પાતાળને નમસ્કાર ।। નવગ્રહોને નમસ્કાર ।। સાતવાર, સત્તાવીશ નક્ષત્રોને નમસ્કાર ।। પંદરતિથિ બારકરણને







નમસ્કાર || સાત દ્વિપોને નમસ્કાર || નવખંડ પૃથ્વીને નમસ્કાર || ચોવીસ મુલકોને નમસ્કાર || અષ્ટકુળ પર્વતોને નમસ્કાર || અઢાર ભાર વનસ્પતિઓને નમસ્કાર || ચાર વેદોને નમસ્કાર || ચાર ખાણ, ચાર વાણને નમસ્કાર || અગ્નિ, તેજ, અન્નદેવોને નમસ્કાર || આદ્ય, અંત, મધ્યના દેવોને નમસ્કાર || બાર રાશીઓને નમસ્કાર || કુળ ગોત્રના દેવોને નમસ્કાર || પિતૃદેવોને નમસ્કાર || ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમને નમસ્કાર || દશ દિગ્પાળોને નમસ્કાર || દશે દિશાઓને નમસ્કાર || નવનાથ ચોર્યાસી સિધ્ધોને નમસ્કાર || ચોસઠ લાખ દેવીઓને નમસ્કાર || અઠયાસી સહસ્ત્ર ઋષિઓને નમસ્કાર || સર્વ સંત મહાત્માઓને નમસ્કાર || અડસઠ તીર્થોને નમસ્કાર || નવાણું કરોડી ઝાંખાઓને નમસ્કાર || છપ્પન કરોડી મેઘાઓને નમસ્કાર || બત્રીસ કરોડી કિન્નરોને નમસ્કાર || પાંચ કરોડી પ્રહલાદને નમસ્કાર || સાત કરોડી હરિશ્ચંદ્રને નમસ્કાર || નવ કરોડી યુધિષ્ઠિરને નમસ્કાર || બાર કરોડી સદ્ગુરુદેવને નમસ્કાર || અનંત કરોડી કમળાકુંવરને નમસ્કાર || તેત્રીસ કરોડી દેવતાઓને નમસ્કાર || સર્વ ઋષિવર ગત-ગંગાને નમસ્કાર || દશે અવતારોને નમસ્કાર || મુખી સેવકોને નમસ્કાર || ચૌદ ભુવનના દેવ-ઋષિવરોને નમસ્કાર || કરણ કલપના અનંત કરોડી દેવોને







નમસ્કાર ।। સ્વામી ! અમારા અપરાધ ક્ષમા કરો ।। સતપંથના માર્ગ માંહે રાખો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। તેત્રીસ કરોડીના મેળા આપો ।। જાંબુદ્વીપના ધણી ।।

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ









## 卐 થાળ અક્ષય પાત્રનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

હરિ ।। ચતુરવેદી બ્રહ્મા, મોક્ષ દાતાર, દેવ મહેશ્વર અને સર્વદિવોના તપે કરી કસે કળશ કિરતાર ।। ચાર યુગ મધ્યે જીવ ઉદ્ધાર્યા ।। પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડીના મેળા આપો ।। તમે હરિઅંશ પાત્ર સ્વામીજી ! ભાવભક્તિ સિદ્ધ કરો ।। થાળ, પ્રસાદ, નિશાની, મહેમાની, દશાંશ, સુક્રિત, દામ, દોકડો, પાન, ફૂલ, ફળ, અન્ન, પાણી, શાક, પાક ।। ભક્તિ ઉપાસના સ્વીકાર કરો. ।। સ્વામી ! તમસુ બલિહારી ।। અમને આશા દેવ તમારી ।। અક્ષય પાત્ર અખૂટ કરો ।। સ્વામી ! તમે ગત-ગંગાને રોશન કરો ।। અન્નપૂર્ણા મા અન્ન પૂરો ।। પાણી પૂરો ગણેશ ।। રિદ્ધિ સિદ્ધિ આપો માતા ભવાની ।। મહાદેવ સ્વામી ભોજન પીરસે ।। માતા ભવાની ગયાં બ્રહ્માજીની પાસ ।। રિદ્ધિ સિદ્ધિ આપો તમારા દાસને ।। દાસના ભરો ભંડાર થાએ સુખી ।। અન્નદેવ પૂર્ણ જાલંધર-મુખી ।।

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ







## 卐 પ્રસાદ (ભોજન) જમવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ।। થાળ મહેમાની ।। તમારે ભાવે-સુભાવે ।। તમારે નિમિત્તે ।। તમારે ભોજન સ્થળે ।। સ્વીકાર કરો ।। અન્ન પાણીના આહાર ।। પાન ફૂલના ભોકતા ।। સકળ સંઘ ઉપર દયાની દૃષ્ટિ કરો ।। તમારું તેજ પ્રગટ કરો ।। સેવક ઉપર દયા દૃષ્ટિ કરો ।। અનંત જીવ તપ કરી આવ્યા ।। એમ દેવ વેદ વાયક ભાખંતે ।। સદ્‌ગોરે હેત કર્યા ।। તે ચતુરવેદી બ્રહ્મા ।। સ્વામી હક્ક દાણા ।। સેવા એ આણ્યા ।। જ્યાંકા દાણા ।। હક્ક ઉદ્યમ કર કમાના ।। સત્ય સું લાના ।। પ્રેમ સું પકાયા ।। સંન્યાસી ગ્રાસ દાણા ।। બ્રહ્મા અર્પણ કરકે ખાયા ।। સ્વામી તુમ કો પહુંચાયા ।।

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ









##卐 પ્રસાદ જમ્યા પછીનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

એક ઘણું દાન ।। સહસ્ત્ર ઘણું પુણ્ય ।। દેહસ્ત્ર દુનિયા ।। સહસ્ત્ર આખરત ।। હરહંમેશ સેવકની રક્ષા કરો ।। વિશ્વાસ અખંડ રાખો ।। ધર્મના માર્ગે રાખો ।। સ્વામી ! સહાય કરો ।। જે ભંડારથી પ્રસાદ આવે તે ભંડાર ભરપૂર કરો ।। સ્વામી ! તમારો પ્રસાદ ।। તમે આપ્યો ।। સેવક જમ્યો ।। પ્રકાશ થયો ।। સ્વામી ! તમને પહોંચાયા ।।

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ









# 卐 ચંદ્ર દર્શનનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.....

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે....

દયા, ક્ષમા, શાંતિના વર દાતાર ॥ હું છું અરજ કરનાર સેવક ॥ આજ હો ચંદ્રમા ગુરુ ॥ તમે સતિયાંનાં સત્ રાખજો ॥ અમારા કરગર્યા કાને ધરો ॥ સમર્યા સહાય કરો ॥ કર્યા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધ ના કરાવશો ॥ ઝાંખા, મેઘા, કિન્નર, તેત્રીસ કરોડી દેવોના મેળા આપો ॥ અનંત કરોડીની સોબતમાં રાખો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥

સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ









## 卐 સદ્‌ગુરુની શિખામણ 卐

સદ્‌ગોર તણી શિખામણ સાચી,
સાંભળો ઋષિવર એકાંતિ. ૧
દિન પર્તો કરો ધામ સુ ધંધા,
સાંજ પડે થાઓ સાહેબ કા બંદા. ૨
કોઈ કેની ન કરશો નિંદા,
જઈ ગોર ગતમાં ને કહો હે જંદા . ૩
ગોર મુખે તમે રહો રે બંદા,
ઋષિવર કેરી યેહી સંધ્યા. ૪
એમ વંદો સંધ્યા ઋષિવર ભાઈ,
મેલો ક્રોધ ન કરશો ઈર્ષાઈ. ૫
મન મારો તો મમતા મૂઈ,
ધર્મશાળામાં ન રહેશો સૂઈ. ૬
ધર્મશાળામાં પર વાત ન કરશો,
આહાર ઘણું કરી પેટ ન ભરશો. ૭
ભરશો પેટ તો ભારી થાશો,
આવશે નિંદ્રા પછી પસ્તાશો. ૮
હળવે પેટે હાંસલ થાશે,
જાગતાં જીતશો સદ્‌ગોર સાથે. ૯







વડા મોટાની અદબો રહેજો,
મોટા તણા બે અવગુણ સહેજો. ૧૦
દહાડો વડો તેનો વરસ કરી જાણો,
બોલો મીઠા વચનો પ્રેમ જ આણો. ૧૧
આપણાથી જે નાનેરો ભાઈ,
તેને બોલાવો મોટેરો કહી. ૧૨
મીઠા વચનો બોલો વીરા,
તમ મુખે તો ઝળકે હીરા. ૧૩
સદ્ગોર મલ્યાનો એ છે ભેદ,
ઋષિવર ઋષિવરનો ન કરશો ખેદ. ૧૪
સાંભળે રૂડું ને આચરે કૂડું,
નિશ્ચે તેનું થાશે જ ભૂંડુ. ૧૫
આળસ નિંદ્રા ન કરવી જાણી,
જૂઠ તજો વેદ વચન પ્રમાણી. ૧૬
કૂંડ કપટ સર્વે નાખો કાઢી,
અમીરસ પી, નિશાની લો દહાડી. ૧૭
ઘર થકી ધર્મશાળામાં આવો,
ઉપજાવી ભાવ નિશાની લાવો. ૧૮






સંપત્ત ઊપજે તો તમે લાવો,
મુખી સાથે નવ કરશો દાવો. ૧૯
દાવો કરે દુનિયાને ભાવે,
આવે દારિદ્ર ને દેવ નહીં પાવે. ૨૦
અધર્મીને ઉણયાચારી,
જાણ્યું અજાણ્યું તો દે પચારી. ૨૧
સૂતક લાઈ ભર્યા જો રહેશો,
હાણ ઉપજશે બહુ દુઃખ સહેશો. ૨૨
અમી નિશાની નહીં લો દાડી,
તો ગોરજી મેલશે ગતમાંથી કાઢી. ૨૩
ધર્મી ધીંગાણાની વાત ન જાણે,
અધર્મી મનમાં ઓછું આણે. ૨૪
જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી,
હાણ વધે દિલમાંહે જુઓ તપાસી. ૨૫
ધ્યાન ધરી તમે જાલો સ્મરણી,
છાના છુપા કરો ઉત્તમ કરણી. ૨૬
એવા ગુણ ગંભીરે ભરીયા,
ઋષિવર પાળો સોએ ક્રિયા. ૨૭







પ્રથમ હૃદય ધોઈ નિર્મળ કરવું,
બીજી ક્રિયા નીત ન્હાઈને જમવું. ૨૮
સત્યે ચાલવું દિવસ ને રાત,
તેમાં સાચું બોલવું નિશ્ચે વાત. ૨૯
દયા રાખવી દિલમાં જાણી,
સુપાત્રને દાન દેવું પ્રાણી. ૩૦
પર દુઃખ જાણી પાસે રહેવું ભાઈ,
મોટાને તો માનવા સહી. ૩૧
મોટાઈનો મન ગર્વ ન કરવો,
દસામી ક્રિયા જે ક્રોધ ન કરવો. ૩૨
ધર્મ તણું આળસ ન કરવું,
સરજયા સાથે ધ્યાન જ ધરવું. ૩૩
નિત-નિત ગતમાં મલવું જાઈ,
ગોરનાર મુખીને મળવું ધાઈ. ૩૪
નિત-નિત અમી પીએ તે ધર્મી,
અહંકાર મૂકે તે નર કર્મી. ૩૫
જૂઠું ઋષિવરને બોલવું નહીં,
અતિથિ અભ્યાગત સંતોષવા સહી. ૩૬







ભૂખ્યાંને અન્ન આપવું જાણી,
તરસ્યાંને તો પાવું પાણી. ૩૭
નાગાંને વસ્ત્ર આપી અર્થ જ લેવો.
સગા કુટુંબનો ભાર જ સહેવો. ૩૮
સઘળું સાંખી કરી, ધ્યાન જ ધરવું,
અવગુણ કરે તેનો ગુણ જ કરવો. ૩૯
ઓછું કોઈને આપવું નહીં,
અદકુ કોઈનું લેવું નહીં. ૪૦
પરસ્ત્રી ગમન તો કરવું નહીં,
ભૂંડી નજરે ન જોવું ભાઈ. ૪૧
જાણી - અજાણી ન દીજે ગવાહી,
કૂડ - કપટે ન ચાલશો ભાઈ. ૪૨
મુખથી મર ન કહેવું લગાર,
વ્યાજ ખાય તેનો ન લેવો આહાર. ૪૩
હાડ વકરો કરે પાતક સહી,
પશુ પાળીને વેચવું નહીં, ૪૪
ધરતીનું મૂલ ન કરશો માતા,
કન્યા તણું રખે દ્રવ્ય જ ખાતા. ૪૫







લાંચ ન ખાવી એક રતી,
ખોટું ખત નવ લખશો સતી. ૪૬
મેદાનો જઈ પાંચ આચમન કીજે,
ચાલીશ ક્રિયા ઋષિવર પાળી લીજે. ૪૭
માટી લઈને ધોવા હાથ,
ન્હાઈ કરીને થાવું પાક. ૪૮
પાણી લઈને પેશાબ જ કરવી,
આચમન ત્રણ કરે તે નર ધર્મી. ૪૯
અણગળ્યું નીર ન પીવું પ્રાણી,
જીવતો જીવન ન મારવો જાણી. ૫૦
હીંગ તમાકું ન ખાશો કોઈ,
અમલ આહાર તજો નર જોઈ. ૫૧
દનીમાં બેસીને ખાવું નહીં,
એઠું જૂઠું ન ખાશો ભાઈ. ૫૨
ગળીનાં વસ્ત્ર પહેરવાં નહીં,
નીચની સંગત ન કરવી સહી. ૫૩
અપવાસ વ્રતની આશ ન ધરવી,
પ્રાણી પથ્થરની પૂજા ન કરવી. ૫૪







મેલી થાપણ ન રાખવી જાણી,
વખત વેળા ન ચૂકશો પ્રાણી. ૫૫
અમ્મર થઈએ તો જપીએ જાપ,
વણ પૂછે ખાધે છે પાપ. ૫૬
પા - ઘડી જતી ન કરશો લગાર,
ચાંપી - આહાર ન લેશો લગાર. ૫૭
લાલચે-પ્રીત ન કરવી ભાઈ,
માતા કહી જાણો મોટી ભોજાઈ. ૫૮
અરૂપરૂ નવ કરશો ઋષિ,
પાડોશી દુભવી નવ કરશો દુઃખી. ૫૯
વિશ્વાસઘાત ન કરવો સહી,
પડી જડી વસ્તુ ન લેવી ભાઈ. ૬૦
કોઈને આળ ન ચડાવવી જાણી,
ઉછીનું ન રાખવું પ્રાણી. ૬૧
પારકું ધન લઈ ભાગવું નહીં,
પુત્ર થઈને આપવું સહી. ૬૨
કોઈને ગાળ ન દેવી જાણી,
મુર્ખપણામાં ન રહેવું પ્રાણી. ૬૩







જ્ઞાન દષ્ટે જોવું સૌને સરખું,
શત્રુ કરે તે નાવ જ કરવું. ૬૪
સાચો જૂઠો ન કરવો વાદ,
જૂઆ જુગટાનો ન કરવો સ્વાદ. ૬૫
નાચ-છંદ ભવૈયા જોવા નહીં,
એ છલ ભેદે સદ્ગોર ખોવા સહી. ૬૬
જમતાં ખોટું ન કહેવું ભાઈ,
વખાણવું પણ વખોડવું નહીં. ૬૭
પ્રભાતે ન્હાઈને બહાર નીસરવું,
સંસાર કરે તે નાવ જ કરવું. ૬૮
તપ તીર્થને કરવું સ્નાન,
નિર્મળ થઈને ધરવું ધ્યાન. ૬૯
આપણા પ્રાણીને દુઃખ નાવ દીજે,
દર દીવાને પ્રિત નાવ કીજે. ૭૦
હાલતાં-ચાલતાં ખાવું ન ખાશો,
કુ-દર્શન કરી પસ્તાશો. ૭૧
વેદ શાસ્ત્ર કહે તેમ કરવું સહી,
ચતુરાઈ ચોખ્ખાઈમાં રહેવું ભાઈ. ૭૨







ઝેર ખાઈ જંપલાઈ ન મરવું,
આવાગમનમાં ફરી અવતરવું. ૭૩
જોર જુવાની વશ જો કરવી,
પરસ્ત્રી સાથે સંગ ન કરવી. ૭૪
આગને એઠું પાણી ન છાંટવું જાણી,
લીલું ઝાડ ન ભાંગવું પ્રાણી. ૭૫
પ્રભાતે ફૂલ ચૂંટવાનો છે બહુ દોષ,
પ્રાણી પથ્થર પૂજે નહીં પામો મોક્ષ. ૭૬
અવાચક પ્રાણીની આલ ન કરવી,
ભોજન છાંડી બેસ ઊઠ ન કરવી. ૭૭
એઠું પશુને ન આપવું પ્રાણી,
એબ કોઈની ન ઉગાડવી જાણી. ૭૮
ભાંજગડ કોઈની કરવી નહીં,
ગોરનાં વચન ન લોપવાં સહી. ૭૯
શિખામણ પૂછે તેને સાચી દીજે,
લઈ માળા હરિનું સ્મરણ કીજે. ૮૦
પીઓ અમીરસ બ્રહ્માજી મલિયા,
ઋષિવર પાળો સૌએ ક્રિયા. ૮૧







નવા ધર્મીને ધર્મ અપાવો જોઈ,
સો ક્રિયાની પહેરાવો જનોઈ. ૮૨
થયા બ્રાહ્મણ બ્રહ્માજી મલીયા,
આવાગમનના ફેરા ટળીયા. ૮૩
ઋષિવર સાંભળો બ્રહ્મજ્ઞાન,
ગતમાં જઈ કરો ગંગાસ્નાન. ૮૪
બ્રહ્મજ્ઞાન ગોર નરનો ભાવે,
અડસઠ તીરથ ગુરુ ચરણે આવે. ૮૫
પ્રત્યક્ષ ગોરનાર ગતમાં બેઠા,
ભાગ્ય જેના સદ્ગોર જ્ઞાનો દીઠા. ૮૬
જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી,
દુનિયા માંહે દેવ ગુપત અવતારી. ૮૭
ઋષિવર તે જે રાખે જ્ઞાન,
નિર્મળ થઈને ધરવું ધ્યાન. ૮૮
મુનિવર તે જે વારે મન,
કરે કસોટી કાયા રતન. ૮૯
ભણે ઈમામશાહ સુણો ગત સોહી,
ગતમાં બેસીને ઈમાન રાખો સબ કોઈ. ૯૦







જે સદ્‌ગોર આદ્ય તપસ્વી કહેલાએ,
સો તપસ્વી જાંબુદ્વિપમાં આયે. ૯૧
ગોરનાર જાંબુદ્વિપે આવ્યા સહી,
મુનિવર આરાધો એક મના થઈ. ૯૨
ગોર નરે જાંબુદ્વિપે પૂર્યો વાસ,
તમે રાખો અમરાપુરની આશ. ૯૩
વાચા પાળો ઓચરો બ્રહ્મજ્ઞાન,
રહો ઋષિવર એકે ધ્યાન. ૯૪
જે રૂપે ગોર નર હોય સહી,
તે રૂપે જાપ જપવો મુનિવર ભાઈ. ૯૫
નીચા નમી-નમી કરો પ્રણામ,
ગોર નરે જાંબુદ્વિપે કર્યો મુકામ. ૯૬
જો પુરા પ્રેમસુ ધર્મે ધાઓ,
તો ઋષિવર અમરાપુરમાં જાઓ. ૯૭
અમરભેદે અમરાપુરી લેશો,
ઋષિવર અમ્મરગઢમાં રહેશો. ૯૮
અમ્મર ફળનાં ભોજન કરશો,
અનંત કલપની આવરદા ભોગવશો. ૯૯
ઋષિવર એક મને ગોરની વાચા પાળો,
બોલ્યા ઈમામશાહ અમરાપુર માલો. ૧૦૦

# 卐 આરતી 卐

ૐ જય જગદીશ હરે....પ્રભુ ૐ જય જગદીશ હરે....
ભક્તજનો કે સંકટ.....(૨) ક્ષણ મેં દૂર કરે...
ૐ જય જગદીશ હરે...
જો ધ્યાવે ફલ પાવે, દુ:ખ બિનસે મનકા....
સુખ સંપત્તિ ઘર આવે..... કષ્ટ મીટે તનકા ..ૐ જય..
માત-પિતા તુમ મેરે, શરણ ગ્રહુ મેં કિસકી....
તુમ બીન ઔર ન દૂજા (૨) આશ કરૂં મૈં કિસકી ..ૐ જય...
તુમ પૂરણ પરમાત્મા, તુમ અંતરયામી....
પરિ-બ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામી ..ૐ જય...
તુમ કરૂણા કે સાગર, તુમ પાલનકર્તા....
મૈં સેવક તુમ સ્વામી (૨) કૃપા કરો ભર્તા ..ૐ જય...
તુમ હો એક અગોચર, સબકે પ્રાણપતિ....
કિસ વિધ મિલુ દયામય (૨) તુમકો મૈ કુમતિ ..ૐ જય...
દીન બંધુ દુ:ખ હર્તા, તુમ પ્રભુ મેરે....
અપને હાથ બઢાઓ (૨) દ્વાર ખડા તેરે ..ૐ જય...
વિષય વિકાર મિટાઓ, પાપ હરો દેવા....
શ્રધ્ધા ભક્તિ બઢાઓ (૨) સંતન કી સેવા ..ૐ જય...
તન, મન, ધન સબ કુછ હૈ તેરા....
તેરા તુજકો અર્પણ, ક્યા લાગે મેરા ..ૐ જય...









# 卐 દશ અવતારની આરતી 卐

જયદેવ જયદેવ । જય સદ્‌ગુરુ સ્વામી ।
પ્રભુ, જય સદ્‌ગુરુ સ્વામી ॥
આરતી કીજે નકલંક દેવની, અક્ષય પદ ધામી. જયદેવ...
પ્રથમ મચ્છ અવતારે, માર્યો શંખાસુર પાપી.. પ્રભુ માર્યો.
ચાર વેદ લાવીને દીધા, બ્રહ્માને આપ્યા. જયદેવ....૧
બીજા કૂર્મ અવતારે, પર્વત પીઠ ઉપર ધર્યો.. પ્રભુ પર્વત.
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રતન કાઢ્યાં. જયદેવ....૨
ત્રીજા વરાહ અવતારે, માર્યો મોરધ્વજ પાપી.. પ્રભુ માર્યો.
દાઢે ગ્રહી લઈ આવ્યા, અવની ઉપર સ્થાપી. જયદેવ....૩
ચોથા નરસિંહ અવતારે, માર્યો હિરણ્યાકશ્યપ ભૂપ.. પ્રભુ માર્યો.
નખથી માર્યો પાપી, લઈ નરસિંહ રૂપ. જયદેવ....૪
પાંચમે મહા બલિરાય, દેખી સુરનર કાંપ્યા.. પ્રભુ દેખી.
વામન રૂપ ધરી, બલીને પાતાળે ચાંપ્યો જયદેવ....૫
છઠ્ઠે પરશુરામ અવતારે, ફરશી હાથોમાં લીધી.. પ્રભુ ફરશી.
સહસ્ત્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કીધી. જયદેવ....૬

સાતમે રામ અવતારે, આનંદ કૌશલ્યા પામી.. પ્રભુ આનંદ.
દશમુખ રાવણ માર્યો, સીતાના સ્વામી. જયદેવ....૭
આઠમે કૃષ્ણ અવતારે, ગોવિંદ ગોકુળ ગૌ ચારી.. પ્રભુ ગો.
મામા કંસને માર્યો, ગોવર્ધન ધારી, જયદેવ....૮
નવમે બુદ્ધ અવતારે, ભાર ભૂમિ પર વધ્યો.. પ્રભુ ભાર.
ધ્યાન ધરી ધરણીધર બેઠા, યોગ યુગાત સાધ્યો. જયદેવ....૯
દશમે નકલંકી અવતાર, પૃથ્વી નકલંકી કરશે.. પ્રભુ પૃથ્વી.
દૈત્યને મારીને હરિ સુધ સેવકની લેશે. જયદેવ...૧૦
દશ અવતારની આરતી, જે કોઈ ભાવે ગાશે.. પ્રભુ જે કોઈ.
આરતી બોલ્યા સદ્‌ગુરુ બ્રહ્મા, મોક્ષગતિ થશે. જયદેવ...૧૧

ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન કી જય.
ૐ શ્રી સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ કી જય.
ૐ શ્રી સતપંથ સનાતન ધર્મ કી જય.
ૐ શ્રી જગદ્‌ગુરુ નાનકદાસજી મહારાજ કી જય.
અપને અપને ગુરુ મહારાજ કી જય.









## 卐 શ્લોક 卐

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बन्धु श्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव,
त्वमेव सर्व मम् देव देवाय ॥

## 卐 ભજન 卐

માતા પિતાની આજ્ઞા પાળે; ચાર પદાર્થ પામે જો ને,
સામે આવ્યા દુઃખને ખાળે; કીર્તિ જગમાં જામે જો ને,
માતા પિતાના મુખથી નીકળે; વેદ વાણી જ્ઞાને જો ને,
સુણતાં હૃદય પુત્રનું પીગળે; ફરજ સાચી જાણે જો ને,
સાર્થકતા પુત્રની એમાં; જીવનનો એ સાર જો ને,
ઈશ્વર જાણે માતા પિતામાં; થઈ જાય બેડો પાર જો ને,
ગુરુ પ્રતાપે સાચો પુત્ર કહેવાય; વર્તન એવાં રાખે જો ને,
ઈતિહાસે એ અમર થાશે; ઘડો બીજાને આપે જો ને.









## ● સવાલ - જવાબ ●

૧. **સવાલ** : યુગ કેટલા છે? કયા કયા?

**જવાબ** : યુગ ચાર. (૧) સતયુગ (કર્તાયુગ) (૨) ત્રેતાયુગ (૩) દ્વાપર યુગ (૪) કલિયુગ.

૨. **સવાલ** : ચારે યુગમાં ભગવાનના કેટલા અવતાર થયા, તેમનાં નામ શું?

**જવાબ** : ચારે યુગમાં ભગવાનના કુલ દસ અવતાર થયા.

(૧) શ્રી મત્સ્ય અવતાર
(૨) શ્રીકૂર્મ અવતાર
(૩) શ્રી વરાહ અવતાર
(૪) શ્રી નરસિંહ અવતાર
(૫) શ્રી વામન અવતાર
(૬) શ્રી પરશુરામ અવતાર
(૭) શ્રી રામ અવતાર
(૮) શ્રી કૃષ્ણ અવતાર
(૯) શ્રી બુધ્ધ અવતાર
(૧૦) ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનો અવતાર થશે.

૩. **સવાલ** : યુગની સંખ્યા ચાર છે અને અવતારની સંખ્યા દસ છે. તો શું ચારે યુગમાં અઢી અઢી અવતાર થયા હતા?







જવાબ : પહેલા કર્તાયુગમાં ચાર અવતાર થયા.
(૧) શ્રી મત્સ્ય અવતાર
(૨) શ્રી કૂર્મ અવતાર
(૩) શ્રી વરાહ અવતાર
(૪) શ્રી નરસિંહ અવતાર
બીજા ત્રેતાયુગમાં ત્રણ અવતાર થયા.
(૧) શ્રી વામન અવતાર
(૨) શ્રી પરશુરામ અવતાર
(૩) શ્રી રામ અવતાર
ત્રીજા દ્વાપર યુગમાં બે અવતાર થયા.
(૧) શ્રી કૃષ્ણ અવતાર (૨) શ્રી બુધ્ધ અવતાર
આજ કલિયુગમાં એક અવતાર ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનો થશે.

૪. સવાલ : વેદો કેટલા અને વેદોનાં નામ શું ?
જવાબ : વેદો ચાર. (૧) ઋગ્વેદ (૨) યજુર્વેદ (૩) સામવેદ (૪) અથર્વવેદ.

૫. સવાલ : વેદોનાં તત્ત્વસાર કેટલાં ? કયાં કયાં ?
જવાબ : વેદોનાં તત્ત્વસાર ચાર. (૧) પ્રજ્ઞાનમાનન્દં બ્રહ્મ (૨) અહંમ બ્રહ્માસ્મિ (૩) તત્ત્વમસિ (૪) અયમ્‌આત્મા બ્રહ્મ.







**૬. સવાલ :** શું ગુરુજી આપણ ધર્મને પીરાણા ધર્મ કહેવાય?

**જવાબ :** ના, વત્સ, આપણા ધર્મને સતપંથ ધર્મ કહેવાય. પીરાણા ધર્મ નથી, પણ ગામનું નામ છે અને ત્યાં સતપંથ ધર્મનું ગુરુદ્વાર આવેલું છે. તેને પ્રેરણાપીઠ કહેવાય છે.

**૭. સવાલ :** સતપંથી કોને કહેવાય?

**જવાબ :** જે ભક્તોએ કર્તાયુગે શ્રી નરસિંહ ભગવાનને, ત્રેતાયુગે શ્રી રામ ભગવાનને, દ્વાપરયુગે શ્રી કૃષ્ણ ભગવાનને પૂજ્યા તેમજ વર્તમાન કલિયુગે શ્રી વિષ્ણુ ભગવાનના નવે અંશ અવતારોને વંદનીય ગણી અને શ્રી વિષ્ણુ ભગવાનના દસમા અંશા અવતાર ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનના નિમિત્તે ભક્તિ, ઉપાસના, પૂજન, પ્રાર્થના કરે અને પૂર્વની ભૂલોનું પ્રાયશ્ચિત કરે તેને સતપંથી કહેવાય.

**૮. સવાલ :** આપણે ભગવાનના કયા અવતારને માનીએ છીએ?

**જવાબ :** આપણે શ્રી વિષ્ણુ ભગવાનના નવે અંશા અવતારને વંદનીય ગણી દસમા અંશા અવતાર ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનને માનીએ છીએ.







૯. સવાલ : તો પછી ઈમામશાહ મહારાજ કોણ છે ?

જવાબ : શ્રી ઈમામશાહ મહારાજ વર્તમાન યુગના સ્વામીને ભજવા માટે ભાવ ભક્તિ, પૂજન, પ્રાર્થના કરવાનો સાચો રાહ (સતપંથ) ધર્મ બતાવનાર સદ્ગોર શ્રી છે.

૧૦. સવાલ : ૐ શ્રી નિષ્કલંકી નારાયણ જ્યોતિ મંદિરમાં પૂજન કોનું અને કેવી રીતે થાય છે ?

જવાબ : ૐ શ્રી નિષ્કલંકી નારાયણ જ્યોતિ મંદિરમાં કુંભ કળશ વારિયજ્ઞ પૂજા સમયે આદ્યશક્તિની અખંડ જ્યોત અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ત્રિજયોત એક સ્વરૂપે પ્રજ્જવલિત હોય છે અને તેત્રીસ કોટી દેવોને પૂજાય છે. પૂજામાં પ્રસાદ તરીકે શીરો, લાવશી, ખીર, રોટલી, ચૂરમું, ખાંડ-ઘી, ચોખા તેમજ ફળફળાદી દેવોને ધરાવાય છે અને સવાર સાંજ ૐ શ્રી નિષ્કલંકી નારાયણ સ્વરૂપે આદ્યશક્તિ માતાની અખંડ જ્યોત તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને ધૂપ-દીપ ચમરથી નોબત આરતીના તાલ સાથે ગોર બ્રહ્માએ રચેલી આરતી બોલી આનંદોત્સવ સાથે પૂજન અર્ચન થાય છે.

# પ્રાર્થના

## ● ઓ ! ઈશ્વર ભજીએ તને ●

ઓ ! ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ ।
ગુણ તારા નિત્ય ગાઈએ, થાય અમારાં કામ ॥
હેત લાવી હસાવ તું, સદા રાખ દિલ સાફ ।
ભૂલ કદી કરીએ અમે, તો પ્રભુ કરજો માફ ॥
પરોઢીએ નિત ઉઠીને, લેવું ઈશ્વરનું નામ ।
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ ॥
કહ્યું કરો મા-બાપનું, દો મોટાને માન ।
ગુરુને બાપ સમા ગણો, મળશે સારું જ્ઞાન ॥
જુઠું કદી ન બોલવું, ત્યજવું આળસ અંગ ।
હળીમળીને ચાલવું, રાખવો સારો સંગ ॥
ચોખ્ખો ઘરનો ઓટલો, ચોખ્ખો ઘરનો ચોક ।
ચોખ્ખાં કપડાં જોઈને, ચોખ્ખું કહે સૌ લોક ॥
ચોખ્ખું મારું મુખડુ, ચોખ્ખા મારા હાથ ।
ચોખ્ખા મારા દિલમાં, રહે જગતનો નાથ ॥

ૐ શાંતિઃ। શાંતિઃ। શાંતિઃ।

(આટલું અવશ્ય કરો)







શ્રી સતપંથ બાળ બાલિકા શિક્ષણ શિબિર

## ● પ્રતિજ્ઞાપત્ર ●

૧. હું દરરોજ સવારે વહેલો ઉઠીશ.
૨. દરરોજ સવારની ક્રિયાઓ પૂરી કર્યા પછી જ ચા-દૂધ લઈશ.
૩. સવાર-સાંજ મંદિરમાં દર્શનાર્થે જઈશ અને ચંદન તિલક કરીશ.
૪. દરરોજ અમર મંત્રની ઓછામાં ઓછી ..........માળા કરીશ.
૫. દરરોજ માતા-પિતાને નમસ્કાર કરીશ.
૬. હંમેશાં વડીલોને તથા અતિથિઓને આદર આપીશ.
૭. હંમેશાં સત્ય બોલીશ.
૮. ક્યારેય ચોરી કરીશ નહીં.
૯. કોઈપણ પ્રકારનું વ્યસન કરીશ નહીં.
૧૦. જીવમાત્ર ઉપર દયા ભાવ રાખીશ.
૧૧. હંમેશાં આજ્ઞાંકિત બનીશ.

**શિબિરાર્થીનું નામ :**____________________________

**સરનામું :**________________________________

મુરબ્બી વાલીશ્રી આપનાં પુત્ર/પુત્રીએ ઉપર મુજબની પ્રતિજ્ઞાઓનું પાલન કરવાનું સ્વીકાર્યું છે. તેમ છતાંય જો ક્યાંય શરતચુક થતી હોય તો તેને મદદ કરશો.

પસંદ કરેલા નિયમો સામે √ નું નિશાન કરવું.

શિબિરાર્થીની સહી__________ વાલીની સહી____________

● પત્ર વ્યવહાર : **સતપંથ બાળ શિક્ષણ શિબિર આયોજન સમિતિ**
પ્રેરણાપીઠ, મુ. પો. પીરાણા, તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨૪૨૫
તા.ક. : વાલીએ સહમત થઈ સહી કરી પ્રતિજ્ઞાપત્રની નકલ મોકલવી.







# સુ-સંજ્ઞાઓ

| | | |
|---|---|---|
| ઓમકાર | - | પરમવંદનીય હૈ |
| શ્રી ઈમામશાહ મહારાજની વાણી | - | અમર રહો |
| ફૂલો સે ભી પ્યારા હૈ | - | સતપંથ હમારા હૈ |
| શ્રી સતપંથ ધર્મ | - | અખંડ રહો |
| અખંડ જ્યોતિ | - | જલતી રહો |
| સફેદ ધજા | - | સદા લહેરાતી રહો |
| આત્મા આત્મા મેં નારા હૈ | - | નિષ્કલંકી નારાયણ હમારા હૈ |
| સતપંથી જનો | - | સદા વ્યસન મુક્ત રહો |
| સૂર્ય નારાયણને | - | નિત્ય નમસ્કાર કરીએ |
| એકતાની ઝંખના | - | અતુટ રાખીએ |
| સતપંથી જનો | - | નિડર રહો |
| સવાર સાંજ સતપંથી જનો | - | મંદિરમાં આવતા રહો |
| સતપંથી સતપંથી | - | ભાઈ - ભાઈ |
| સંસ્કારી સમાજનું | - | ઘડતર કરો |
| કરશનદાસજી મહારાજ | - | દિર્ઘાયુ હો |
| વ્યશન મનુષ્ય કા | - | દુશ્મન હૈ |
| માતા-પિતા કા | - | આદર કરો |
| સાધુ-સંતો કા | - | જયજય કાર હો |
| ઋષિ મુનિઓ કા | - | જયજય કાર હો |
| ભારત માતા કો | - | સમર્પિત બનો |
| ગૌ માતા કી | - | રક્ષા કરો |
| સત્કર્મ કો | - | આગે બઢાઓ |
| દુષ્કર્મસે | - | દૂર રહો |
| ધર્મ કા | - | જય હો |
| અધર્મ કા | - | નાશ હો |

શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન કી જય
શ્રી સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ કી જય
શ્રી સતપંથ સનાતન ધર્મ કી જય
શ્રી જગદ્‌ગુરુ નાનકદાસજી મહારાજ કી જય
અપના અપના ગુરુ મહારાજ કી જય